૪૦ ટકા, બીજામાં ૨૫ ટકા, ત્રીજામાં ૨૦ ટકા, અને ચોથામાં ૧૫ ટકા કરન્ટને હીસાબે ચારજીંગ કરવું, પણ બેટરી ગરમ થવાનાં ચિન્હો દેખાતાંજ કરન્ટ ઓછો કરવો.

**નવી બેટરી** શુરૂઆતમાં પૂરેપૂરો પાવર આપતી નથી પણ ૧૫-૨૦ વખત ચાર્જ-ડીસચાર્જ થવા પછી તે પૂરેપૂરો પાવર આપવા માંડે છે. શુરૂઆતમાં નવી બેટરીમાં તેના અસલ મેકરે આપેલા ચાર્જ કરતાં ૨૫ ટકા વધુ ચાર્જ આપવો અને પછી ધીમે ધીમે તે ઓવર-ચાર્જ (overcharge)ઘટાડીને માત્ર ૧૦ ટકા જેટલોજ વધુ રાખવો.

**એકયુમ્યુલેટર ચાર્જ કરવા માટેનાં કનેકશન** (Connection for Charging)—એકયુમ્યુલેટર ચાર્જ કરવા માટે શન્ટ વાઉન્ડ ડાયરેકટ કરન્ટ ડાઇનેમોજ વપરાય છે. જો કમ્પાઉન્ડ ડાઇનેમો હોય તો તેને શન્ટ ડાઇનેમો બનાવી નાખ્યા પછીજ એ કામ માટે વાપરવો. ડાઇનેમોના પૉઝીટીવ તાર સાથે બેટરીનો પૉઝીટીવ ટરમીનલ (terminal) યાને છેડો જોડવો અને ડાઇનેમોના નેગેટીવ તાર સાથે બેટરીનો નેગેટીવ છેડો જોડવો. એ બાબદ ઘણીજ સંભાળ રાખવી જોઇએ, અને ડાઇનેમોનાં કનેકશન કરવા અગાઉ તેના પૉઝીટીવ અને નેગેટીવ તારો કયા કયા છે તે બરાબર ખાત્રીથી જાણી તેઓ ઉપર જાથુકની નિશાની કરી રાખવી જોઇએ. એ માટેના ખાસ પોલ ટેસ્ટર (pole tester) નામનાં નાનાં ઓજાર આવે છે તે વાપરવાં, નહી તો આ પુસ્તકને પાને ૧૧૨ મે લખેલી રીત વાપરવી. બેટરી ચાર્જ કરતી વખતે ડાઇનેમો ફુલ સ્પીડે ચાલવા પછી અને પુરતા વોલ્ટેજ વોલ્ટમીટરમાં દેખાયા પછીજ કનેકશનની સ્વીચ બંધ કરવી, અને ચાર્જ થઇ રહેવા પછી ડાઇનેમોની ઝડપ ઓછી થવા પહેલાં સ્વીચ ઉઘાડી નાખવી. શુરૂઆતમાં ૧૦ થી ૧૨ કલાક સુધી ચાલુ ચાર્જ કરવું અને તે વખતે બનતાં સુધી કોઇબી કારણ થકી ડાઇનેમો બંધ કરવો નહી.

**એકયુમ્યુલેટરનું ચારજીંગ** (Charging of Accumulators)—સ્ટોરેજ બેટરી ચાર્જ કરવા પહેલાં બધાં સૅલ તપાસી જોવાં અને તેમાં કોઇ સૅલની પ્લેટો ખરાબ થયલી માલમ પડે તો તેનું કનેકશન છોડી નાખવું. એ માટે ૫-૭ સૅલ હંમેશાં ફાલતુ રાખવામાં આવે છે. નવી બેટરી ચાર્જ કરવા માટે તેના વોલ્ટેજના

$\frac{1}{2}$ કે $\frac{1}{4}$ પ્રેસરે પહેલ્લાં ચારજી'ગ શુરૂ કરવામાં આવે છે. દરેક મેકર પોતાની બેટરીને કેવી રીતે અને કેટલા પ્રેશરે ચાર્જ કરવી તે બાબદ લખી મોકલે છે, અથવા તો તે બેટરીનાં સૅલ ઉપર તેને લગતી વિગતો લખેલી હોય છે. ઘણુાખરા મેકરો પોતાની નવી બેટરી પહેલ્લાં ૩૦ યા ૫૦ કલાક સુધી ચાલુ ચાર્જ કરવાની ભલામણુ કરે છે. ચાર્જ કરતી વખતે ઇલેકટ્રોલાઇટની સ્પેસિફિક ગ્રેવિટિ તપાસ્તા જવામાં આવે છે. સૅલમાં નામતી વખતે એ સ્પેસિફિક ગ્રેવિટિ જો ૧.૨૦૦ હોય તો ચાર્જ કીધા પછી તે ૧.૨૨૫ થવી જોઇએ. જો વધારે થયલી દેખાય તો સૅલમાં ડીસ્તીલ્ડ વૅાટર નામવું, અને જો ઓછી દેખાય તો પાણી ભેળેલી એસીડ નામવી. કેટલાકો બેટરીના જેટલા એમ્પીઅર-અવર હોય તેના $\frac{1}{8}$ મા ભાગ જેટલા એમ્પીઅરે ચારજી'ગ શુરૂ કરવા કહે છે; જેમકે ૧૬૦ એમ્પીઅર-અવરની સાઈઝની બેટરી હોય તો ૧૬૦÷૮=૨૦ એમ્પીઅર કરન્ટ ચારજી'ગ વખતે રાખવો.

**ચારજી'ગની છેવટે** બેટરીના ચાલુ વોલ્ટેજ કરતાં ૧૦ ટકા વધુ વોલ્ટેજ રાખી થોડા કલાક ચાર્જ કરી પછીજ ચારજી'ગ બ'ધ કરવું. બેટરી બરાબર ચાર્જ થઇ રહેશે કે તેમાંનું પાણી ઉકળતું હોય તેમ દેખાશે અને તેમાંથી ગૅસ નિકળવા માંડશે, તથા એસીડનું પાણી લગાર દુધ્યા રંગનું થઇ જશે, તેમજ વોલ્ટમીટર પણુ બેટરીના ચાલુ વોલ્ટેજ કરતાં સહેજ વધુ દેખાડશે. કેટલાકો ચારજી'ગની શુરૂઆતમાંજ સેંકડે ૫ ટકા વધુ વોલ્ટેજ રાખવાની ભલામણુ કરે છે. જો સૅલ ૧.૭ થી ઓછા વોલ્ટ દેખાડે તો ચાર્જ કરતી વખતે વધારે વોલ્ટેજ રાખવાની અગત નથી. જુની બેટરીમાં પાણીનો રંગ ઘણો ઘેરો દુધ જેવો થતો નથી.

**ચારજી'ગમાં ખપતો કરન્ટ** બેટરીના એમ્પીઅર-અવર ઉપર આધાર રાખે છે. ૧૧૦ વોલ્ટની અને ૧૦૦ એમ્પીઅર-અવરની બેટરીને ૧૦ એમ્પીઅર કરન્ટે ૧૦ કલાક સુધી ચાર્જ કરવી પડશે, જેથી તે ૧૧૦ વોલ્ટ×૧૦ એમ્પીઅર=૧૧૦૦ વૅાટ કરન્ટ ખાશે.

**બેટરી કેટલે વખતે ચાર્જ કરવી** તે જાણુવું ઘણું જરૂરનું છે. એકયુમ્યુલેટરમાંથી વિજળી કોઇબી કારણુસર બીલકુલ કાહડી લેવી નહી, પણુ તેમાં $\frac{1}{4}$ ભાગ જેટલી વિજળી તો હ'મેશાંજ રહેવા દેવી; જ્યારે દર સૅલ (cell) દીઠ વોલ્ટેજ ૧.૭ કે ૧.૮

દેખાડે ત્યારે તેને ચાર્જ કરવી તુરત શુરૂ કરવી. જો કોઇ કારણુસર વિજળી બેટરીમાંથી બિલકુલ નિકળી ગઈ હોય તો પાછી ચાર્જ કરતી વખતે તેમાં સેંકડે ૩૦ ટકા જેટલો કરન્ટ શુરૂઆતમાં આપી ધીમે ધીમે ચાર્જ કરવું. બેટરી ગમે તેટલી થોડી વપરાતી હોય તે છતાં દર પંદર દિવસે તેને ચાર્જ કરતાંજ રહેવું જોઇએ. જ્યારે કોઇ બેટરી ઝડપથી ચાર્જ કરવામાં કે ડીસ્ચાર્જ કરવામાં આવે છે ત્યારે ઘણી ગરમી ઉત્પન્ન થાય છે. માટે એવી વખતે બેટરીના ઓરડામાં ઉઘાડી બત્તી લઇ જવાથી કોઇ વેળા બેટરી સળગી ઉઠે છે.

**તદન નવી બેટરીનો શુરૂઆતનો ચાર્જ** (Initial Charge)—તદન નવી બેટરીને પહેલાં શુરૂઆતમાં ચાર્જ કરવા માટે ઓછા કરન્ટે ૫૦ કલાક સુધી ચાર્જ કરવામાં આવે છે અને મેકરે પોતાનાં સુચી પત્રમાં જે પ્રમાણે ચાર્જ કરવા લખ્યું હોય તેજ પ્રમાણે ઘણી સંભાળથી ચાર્જ કરવામાં આવે છે. એ બાબદમાં જરાબી ભૂલ થવાથી શુરૂઆતથીજ બેટરી ખરાબ થઇ જવાનો અને પાછળથી ચાલુમાં ઘણી તકલીફ પડવાનો સંભવ રહે છે. શુરૂઆતનો ૫૦ કલાકનો એ ચાર્જ ઘણી વખતે પચ્ચીસ પચ્ચીસ કલાકના બે ભાગમાં વેંહચી નાખવામાં આવે છે, અને એ પચ્ચીસ કલાકના અરસામાં ચારજીંગ ડાઇનેમો જરાબી બંધ રહેવો નહી જોઇએ, પણ રાત દિવસ વગર ખાંચો ખાવે ચારજીંગ થવું જોઇએ. એ માટેની સંપૂર્ણ તૈયારી આગમજથી કરી રાખવી જોઇએ કે જેથી ચાલુમાં કશી હરકત નડે નહી અને થોડો વખતબી ચારજીંગ બંધ કરવાની ફરજ પડે નહી. ચારજીંગ વખતે એસીડનાં પાણીની સ્પેસિફિક ગ્રેવિટિ તપાસતા જવામાં આવે છે, કારણુ કે બેટરીની હાલતનો મૂખ્ય આધાર એજ ઉપર હોય છે. ચારજીંગની સેવટે છેલ્લા અરધા કલાકમાં ચારજીંગ કરન્ટ અરધોઅર્ધ ઘટાડી નાંખવામાં આવે છે.

**બુસ્ટર** (Booster)—ઉપર કહ્યું છે કે બેટરી ચાર્જ કરતી વખતે જો તેમાંથી કરન્ટ ખેંચવામાં આવે તો તે હંમેશ કરતાં વધારે વોલ્ટેજ આપે છે, જે માટે સૅલ રેગ્યુલેટીંગ સ્વીચ રાખવામાં આવે છે, જેની મદદથી જો વધારે વોલ્ટેજ થાય તો બે ચાર સૅલ સરકીટ-માંથી કાપી નાખી વોલ્ટેજ ઘટાડી એકસરખાં જોઇતાં પ્રમાણુમાં રાખી શકાય. મોટાં એકયુમ્યુલેટરની સાથે આવી સ્વીચ ઉપરાંત એક નાનો

ડાઇનેમો ઇલેક્ટ્રીક મોટર સાથેજ પાધરો જોડેલો રાખવામાં આવે છે, અને મોટરને મેન સરકીટમાંથી લીધેલા ઇલેક્ટ્રીક કરન્ટથી ચલાવતાં ડાઇનેમો ચાલુ થાય છે. આવી જાતના મોટર–જેનેરેટરને બુસ્ટર કહે છે. એ ડાઇનેમો બેટેરીના ચારજીંગ કરન્ટ જેટલા એમ્પીઅરનો અને માત્ર ૫૦–૬૦ વોલ્ટનો હોય છે, અને એ બુસ્ટરનું કનેકશન એક્યુમ્યુલેટર સાથ કરવાથી તેના વોલ્ટેજ જોઇએ તેટલા એકસરખા રાખી શકાય છે. એક્યુમ્યુલેટરને ચાર્જ કરવાના શુરૂઆતના કરતાં સેવટના વોલ્ટેજ ચાલુ વોલ્ટેજ કરતાં લગભગ ૩૦ ટકા વધુ રાખવા પડે છે– એટલે કે ૧૦૦ વોલ્ટે કામ કરનારાં એક્યુમ્યુલેટરને ચાર્જ કરતી વખતે ધીમે ધીમે પ્રેસર વધારી સેવટે ૧૩૦ વોલ્ટ જેટલો કરવામાં આવે છે, અને તે વખતે જો બેટેરીમાંથી કરન્ટ બત્તીઓમાં આપ્યો હોય તો બત્તીઓના ગ્લોબ બળી જાય; માટે એક્યુમ્યુલેટર ચાર્જ કરવાનો મોટો ડાઇનેમો ચાલુ વોલ્ટેજે એક્યુમ્યુલેટર ચાર્જ કર્યો જાય છે, અને ચારજીંગની સેવટે વધારાનો પ્રેસર બુસ્ટરથી આપવામાં આવે છે. બેટેરીનો પૉઝીટીવ પોલ સરકીટના પૉઝીટીવ પોલ સાથે જોડવામાં આવે છે, અને બેટેરીનો નેગેટીવ પોલ બુસ્ટરના નેગેટીવ સાથ જોડવામાં આવે છે, તેમજ બુસ્ટરનો પૉઝીટીવ સરકીટના નેગેટીવ સાથ જોડવામાં આવે છે. આવાં કનેકશનથી બુસ્ટર ચારજીંગ જેનરેટર સાથ સીરીઝમાં જોડાય છે, અને બેટેરી બાહેરના સરકીટ સાથે ચારજીંગ વખતે પાધરી કનેકશનમાં રહેતી નથી.

**ચાર્જ કરતી વખતે બદલાતો પ્લેટોનો રંગ** (Colour of the Plates)—નવી બેટેરીમાં ચાર્જ કરવા અગાઉ પૉઝીટીવ પ્લેટનો રંગ ઘેરો તપખીરિયા હોય છે, જે ઉપર સફેદ અથવા રાતાં ઢાંબાં હોય છે, અને નેગેટીવ પ્લેટનો રંગ પિળાશ પડતો ભૂરો (grey) હોય છે. પહેલ્લાં ચાર્જ કરતી વખતે જ્યાંસુધી પૉઝીટીવ પ્લેટનો રંગ બદલાઇને તે ઉપરનાં ઢાંબાં તદન નિકળી નહી જાય અને પ્લેટનો રંગ સાફ ઘેરો ચૉકોલેટ જેવો નહી થાય ત્યાંસુધી ચાર્જ કરવું. છેવટે ફુલ ચાર્જ મળતાંજ એ રંગ સ્લેટ જેવો અથવા કાળાશ પડતો દેખાશે. બેટેરીમાંથી થોડીક વિજળી કાહડી લેતાંજ, યાને તેને થોડીક ડીસ્ચાર્જ કરતાં એ કાળો રંગ બદલાઇને પાછો ઘેરો રાતો કે ચૉકોલેટ થઇ જશે. જો ૧.૮ થી ઓછા વોલ્ટેજ સુધી બેટેરી ડીસ્ચાર્જ કરવામાં આવે તો તેની પૉઝીટીવ પ્લેટ ઉપર સફેદ

ડાંબાં પાછાં દેખાશે. ચાર્જ કરતી વખતે નેગેટીવ પ્લેટનો રંગ બદલાઇને ખુલ્લો સ્લેટનો રંગ પકડશે, જે ફુલ ચાર્જ આપ્યા પછી સહેજ ઘેરો થયલો દેખાશે.

**એકયુમ્યુલેટર ચાર્જ કરવાની બે રીતો છે.** એક રીત એકસરખા કરન્ટ (એમ્પીઅર)થી, અને બીજી એકસરખા પ્રેસર (વોલ્ટેજ) થી. ચાર્જ કરતી વખતે એકસરખો વોલ્ટેજ રાખવાની રીત કેટલાકો પસંદ કરે છે, પણ તેમ કરવા જતાં જેમ જેમ ચારજીંગ થતું જાય છે તેમ તેમ કરન્ટ (એમ્પીઅર) ઘટતા જાય છે, જેથી બેટરી ચાર્જ કરવાનો વખત ઘણો લંબાવવો પડે છે, જેથી પ્લેટોને નુકશાન પોંહચે છે. કરન્ટ એકસરખો (constant) રાખવા માટે પહેલાંથીજ વોલ્ટેજ ૧૦ થી ૧૫ ટકા વધુ રાખવામાં આવે છે, અને બેટરીમાં જેમ જેમ પ્રેસર ભરાતો જાય તેમ તેમ વોલ્ટેજ હજી પણ વધારીને ચાલુ વોલ્ટેજથી પણ ૩૦ થી ૪૦ ટકા વધુ વોલ્ટેજ રાખવામાં આવે છે. ચાર્જ કરી રહ્યા પછી બેટરીનું દરેક સેલ (cell) છૂટું છૂટું એક નાના વોલ્ટમીટરથી તપાસી જોવામાં આવે છે. દર અઠવાડીએ હાઇડ્રોમીટરથી સ્પેસિફિક ગ્રેવિટિ તપાસી જોઇએ.

**ઇલેકટ્રોલાઇટનો ખપ**—એસીડનાં પાણી અથવા ઇલેકટ્રોલાઇટ (electrolyte) નો ખપ મોટી બેટરીઓમાં દર ૧૦૦ એમ્પીઅર–અવરની સાઇઝ દીઠ ૮ કલાક સુધી ફુલ લોડે કામ આપતાં ૧૦ પાઉન્ડ ખપે છે. નાની મોટરકારની બેટરીઓમાં માત્ર ૪ પાઉન્ડ ખપે છે.

**ચારજીંગ અને ડીસ્ચારજીંગ રેટ** (Charging and Discharging Rate)—બેટરીમાં વિજળી ભરવાનું યાને તેને ચાર્જ કરવા માટે જોઇતા કરન્ટનું પ્રમાણ તેમજ તેમાંથી વિજળી વાપરવાનું યાને તેને ડીસ્ચાર્જ કરવાના કરન્ટનું પ્રમાણ તેના એમ્પીઅર–અવરના ૮ થી ૧૦ મા ભાગ જેટલું હોય છે. એટલે કે ૧૩૦ એમ્પીઅર–અવરની બેટરી હોય તો તેને ચાર્જ કરવા માટે આસરે ૧૩ થી ૧૬ એમ્પીઅર કરન્ટ વાપરવો, અને તેમાંથી વિજળી વાપરવી હોય તો તેમાંથી આસરે ૧૩ થી ૧૬ એમ્પીઅર કરન્ટ ચાલુ મળ્યા કરે એવાં પ્રમાણમાં વાપરવો. કોઇ વખતે જરૂર પડતાં ડીસ્ચારજીંગ રેટ બમણો પણ કરી શકાય છે, પણ ઝડપથી બેટરી ડીસ્ચાર્જ

કરતાં તેની પ્લેટો બિગડી જવાનો સંભવ વધારે રહે છે. જો ચાર્જ કરતી વખતે બેટરી ઘણી ગરમ થતી માલમ પડે તો કરન્ટ ઓછો કરવો.

**નાની મોટરકારની બેટરીઓનો** ચારજીંગ અને ડીસ્ચારજીંગ રેટ તેના એમ્પીઅર–અવરના $\frac{1}{10}$ મા ભાગ જેટલા એમ્પીઅરનો હોય છે. જો ૧૦૦ એમ્પીઅર–અવરની બેટરી હોય તો ૧૦ એમ્પીઅર કરન્ટ વડે તેને ચાર્જ કરવી. ૧૧૦ અથવા ૨૨૦ વોલ્ટના સરકીટમાંથી એવી બેટરી ચાર્જ કરવા માટે તેના સરકીટમાં એક એક એમ્પીઅર ખાય તેવા ૧૦ લૅમ્પ પેરેલલમાં જોડવા અથવા ૧૦ એમ્પીઅર ખાય તેવો કોઈ રીઝીસ્ટન્સ સરકીટમાં જોડવો.

**બેટરીની સંભાળ** (Care of the Battery)—એક્યુમ્યુલેટર અથવા બેટરી ગુપચુપ કાંઇપ્ણી યાંત્રિક ઘોંઘાટ વિના પોતાનું કામ કરતી જાય છે તેથી તે તરફ ઘણી બેદરકારી રાખવામાં આવે છે, જેનું પરિણામ થોડોજ વખતમાં બેટરી ખરાબ થઇ જવામાં આવે છે. બેટરી સંભાળથી જો વાપરી હોય તો તે ૧૦ થી ૧૨ વર્ષ *સુધી ચાલે છે,* પણ ઘણે ઠેકાણે ચાર પાંચ વર્ષમાં ખરાબ થઇ જાય છે. બેટરી ચાર્જ કરતી વખતે તે ઉપર ઘણી સંભાળ લેવાની જરૂર પડે છે, અને ચાર્જીંગની આખેરીએ બધાં સૅલમાંથી એકજ સરખી ગૅસ નિકળે છે કે નહી તે તપાસવામાં આવે છે. જો કોઇ સૅલમાંથી ગૅસ નિકળતી નહી દેખાય અને બીજાં સૅલોમાંથી ગૅસીંગ બરાબર થતું હોય તો તે સૅલમાં કાંઇપ્ણી બિગાડ થયલો માનવામાં આવે છે, અને તુરતજ તે સૅલ સરકીટમાંથી છોડી નાખી તેની પ્લેટોની તપાસ કરવામાં આવે છે, નહી તો દિવસે દિવસ તે વધારે અને વધારે બિગડતું જાય છે. બેટરી માહેલી પાંઝીટીવ અને નેગેટીવ ખાસ પ્લેટો એક બીજીથી દૂર રાખવા માંટે ઘણાક મેકરો હવે લાકડાંનાં બનાવેલાં સેપરેટરો (separators) મોકલે છે, જે જ્યારે ખવાઇ જાય છે ત્યારે પ્લેટો વચ્ચે શૉર્ટ સરકીટ થવાથી સૅલ કામ કરતું બંધ પડે છે.

વળી અવારનવાર હાઇડ્રોમીટરથી એસીડનાં પાણીની સ્પેસિફિક ગ્રેવિટિ તપાસવામાં આવે છે. કાચનાં વાસણનાં બનાવેલાં સૅલમાં તો એક એક હાઇડ્રોમીટર હમેશનું તરતું મૂકેલુંજ હોય છે, કે જેથી ઇલેકટ્રીશીઅન દૂરથી પણ જાણી શકે કે અમૂક સૅલની સ્પેસિફિક

ગ્રેવિટિ કેટલી છે. જો કોઇ સૅલમાં કાંઇ ખામી હશે તો તેની સ્પેસિફિક ગ્રેવિટિ બીજાં સૅલો કરતાં ઘણી ઓછી થયલી તુરત પકડાઇ આવશે. પણ એવી વખતે તે સૅલમાં સ્ત્રૉંગ એસીડ નાખીને તેની ગ્રૅવિટિ વધારવી નહી; પણ સૅલમાં ઉત્પન્ન થયલી ખામી પકડી તે દૂર થતાંજ પોતાની મેળે તેની ગ્રૅવિટિ વધશે.

એકયુમ્યુલેટરમાંથી વિજળી કોઇબી કારણસર બિલકુલ કાહડી નાખી બેટરી વિજળી વગરની ખાલી કરવી નહી, પણ તેમાં ½ ભાગ જેટલી વિજળી હમેશાંજ રહેવા દેવી, અને જ્યારે તેના દર સૅલ દીઠ ૧.૭ થી ૧.૮ વોલ્ટ દેખાડે ત્યારે તેમાં પાછી વિજળી ભરી લેવી. જો કોઇ કારણસર વિજળી બિલકુલ નિકળી જઇ તે બેટરી ડીસ્ચાર્જ થઇ ગઇ હોય તો તેમાં વિજળી ચાર્જ કરતી વખતે શુરૂઆતમાં ૩૦ ટકા જેટલો ઓછો કરન્ટ રાખી ધીમે ધીમે ચાર્જ કરવું.

એકયુમ્યુલેટરમાં વિજળી ભરવાનું એક વખત શુરૂ કીધા પછી તેમાં ઓછામાં ઓછા ૧૦ થી ૧૨ કલાક સુધી ચાલુ ભર્યાજ કરવું. કોઇબી કારણસર બનતાં સુધી એટલા અરસામાં ડાઇનેમો બંધ કરવો નહી. જ્યારે બેટરી માહેલી એસીડ દુધના રંગની (milky) થઇ જાય ત્યારે જાણવું કે તેમાં વિજળી પૂરી ભરાઇ રહી, કે જેમ થતાં લગભગ ૩૦ કલાક થશે. ડાઇનેમો ફુલ સ્પીડમાં આવ્યા પછી તેનું એકયુમ્યુલેટર સાથે કનેકશન કરવું, અને વિજળી ભરાઇ રહ્યા પછી ડાઇનેમો બંધ કીધા અગાઉ તેનું કનેકશન છોડી નાખવું. જેમ જેમ વિજળી ભરાતી જશે તેમ તેમ એસીડની સ્પેસિફીક ગ્રેવીટી વધીને લગભગ ૧.૨૧૦ થી ૧.૨૨૦ થશે. નવા એકયુમ્યુલેટરમાં વિજળી ભરતાં ૩૬ થી ૪૦ કલાક થશે. ચાર્જ કરતી વખતે દર સૅલ દીઠ ૨.૨ વોલ્ટ રાખી ધીમે ધીમે ૨.૬૫ વોલ્ટ સુધી લઈ જવા.

**એકયુમ્યુલેટર માહેલી એસીડનું પાણી** જ્યારે સુકાઇને કમી થાય ત્યારે તેમાં ડીસ્ટીલ્ડ વૉટર (distilled water) નહી તો વર્ષાદનું ઝીલી રાખેલું સાફ પાણી નામવું. સ્પેસિફીક ગ્રેવીટી તપાસ્યા વગર કદીબી એસીડ અથવા એસીડવાળું પાણી નામવું નહી. સૅલમાં લોહડાં અથવા ત્રાબાંનો ટુકડો પડે નહી તેની ઘણી સંભાળ રાખવી.

**એકયુમ્યુલેટરમાં સલ્ફેટ ખાર** (Sulphates) જમી ત્તો અટકાવવા માટે વૉશીંગ સોડા (washing soda) ને એક ૫ાટલી પાણીમાં પિગળાવીને તેનું ઘણું સ્ટ્રોંગ સોલ્યુશન બનાવવું અને તેમાં હલાવી હલાવીને ૧૨ આંઉસ સખ્ત સલફ્યુરીક એસીડ ાખવી. એકયુમ્યુલેટર નાખવા માટેનું જે સલફ્યુરીક એસીડનું પાણી નાવ્યું હોય તેના દર ૨૫ ભાગ દીઠ એક ભાગ એ સોડાનું સોલ્યુ-ન તેમાં ભેળવું.

**એકયુમ્યુલેટરમાં સલ્ફેટ ખાર થવાનાં કારણો–** Causes of Sulphating)—જ્યારે બેટરીમાં ઘણું સ્ટ્રોંગ એસી-નું પાણી નાખ્યું હોય, અથવા જ્યારે તેને વિજળી વગર ડીસ્ચાર્જ ાલતમાં લાંબો વખત રાખી મેલવામાં આવી હોય, અથવા ઘણી ીમે ધીમે અને લાંબો વખત સુધી તેમાંથી વિજળી કાહડી લેવામાં ાવી હોય ત્યારે તેમાં આવો ખાર બાઝી જાય છે. એનો સર્વથી ારો ઉપાય એ છે કે એમાં ઘણીજ થોડી થોડી પણ લાંબો વખત ાધી વિજળી ચાર્જ કર્યા કરવી. બીજો ઉપાય ઉપર આપ્યો છે.

**એડીસન સ્ટોરેજ બેટરી** (Edison Storage Battery)—સાધારણ સ્ટોરેજ બેટરીમાં સીસું અને એસીડ હોય છે, ને એસીડ લાકડાંને તેમજ લોહડાંને ખાઇ જાય છે, માટે સાધારણ ટરી જ્યાં મૂકી હોય ત્યાં લોહડાં કે લાકડાંનો સામાન રાખવામાં ાવતો નથી, કારણ કે બેટરીમાંથી એસીડની ગૅસ (fumes) નિકળે . વળી સીંસાની પ્લેટોને લીધે સાધારણ સ્ટોરેજ બેટરીનું વજન ણુ ઘણું થઇ જાય છે. આ ઉપરથી અમેરીકાના જાણીતા શોધક ા૦ થોમસ એડીસને (Mr. Thomas Edison) થોડાંક વર્ષ પર નીકલ–આયર્ન–આલકેલાઈન (nickel-iron-alkaline) ટરી શોધી કાહડી, જે હાલમાં ઘણે ઠેકાણે–ખાસ કરીને રેલ્વે ટ્રેનોમાં ત્તી કરવા માટે–વપરાવા લાગી છે, એમાં સીસાંની પ્લેટોને બદલે કલ અને લોહડાંની પ્લેટો વપરાય છે અને એસીડનાં પાણીને બદલે ાર (alkali) નું પાણી વપરાય છે. આથી બેટરી ઘણી મજબુત ને છે, અને તેની જીંદગી પણ ઘણી લંબાય છે. એમાં એસીડને દલે આલકેલી (ખાર) હોવાથી એને અલકેલાઇન બેટરી પણ કહે . એ બેટરી ગમે તેટલો લાંબો વખત સુધી ચાર્જડ અથવા સ્ચાર્જડ હાલતમાં રાખી શકાય છે. સાધારણ સીસાં–એસીડની ટરી કરતાં એડીસન બેટરીનું વજન લગભગ ૪ ગણું ઓછું હોય

છે. ૩૦૦ એમ્પીઅર-અવરની એક સાધારણ સીસા-એસીડ બેટરીનું વજન ૨૮૮૦ પાઉન્ડ થાય ત્યારે એડીસન આલકેલાઇન બેટરીનું વજન માત્ર ૮૮૦ પાઉન્ડ થાય છે.




ચિત્ર ના૦ ૬૨.
એડીસન સ્ટોરેજ બેટરી.

**એડીસન બેટરીની પૉઝીટીવ પ્લેટ** નીકલ હાઇડ્રેટ (nickel hydrate) નામની ધાતુની બનાવવામાં આવે છે. એનો ભૂકો નાની સ્ટીલની બનાવેલી ૪$\frac{3}{8}$ ઇંચ લાંબી અને માત્ર પેનસીલ જેવી $\frac{1}{4}$ ઇંચ જાડી છીદ્રોવાળી ટ્યુબોમાં મોટા હાઇડ્રોલીક પ્રેસરથી દબાવીને ભરવામાં આવે છે, અને એવી ૩૦-૪૦ યા વધુ ટ્યુબો લોહડાંની ફ્રેમમાં કલૅમ્પથી સીકડીને તેની પૉઝીટીવ પ્લેટ બનાવવામાં આવે છે. વળી ટ્યુબોની ઉપર પણ મજબુત સ્ટીલની રીંગો ચહડાવવામાં આવે છે. આથી એડીસન બેટરીની પૉઝીટીવ પ્લેટ સાધારણ સીસાં-એસીડની બેટરીની પૉઝીટીવ પ્લેટ કરતાં ઘણી વધારે મજબુત બને છે.

**એડીસન બેટરીની નેગેટીવ પ્લેટ** સ્ટીલની જાળીની બનાવવામાં આવે છે, જેનાં છીદ્રોમાં ચપટી પાતળી સ્ટીલની પૉકેટો હાઇડ્રોલીક પ્રેસરથી ખુબ દાબીને બેસાડવામાં આવે છે. આ પૉકેટોમાં લોહડાંનો ખાર આયર્ન ઑક્ષાઇડ (iron oxide) ભરેલો હોય છે. નેગેટીવ તથા પૉઝીટીવ બન્ને પ્લેટોને સ્ટીલના આડા સળ્યા સાથે જોડીને તે સળ્યા સાથે જોડેલો એક ઉભો સ્ટડ બાહેરનાં કનેકશનો માટે બેટરીની બાહેર કાહડવામાં આવે છે, જે ચિત્ર ના૦ ૬૩ માં બતાવ્યું છે. પૉઝીટીવ અને નેગેટીવ પ્લેટો વચ્ચે રબરનું ઇન્સ્યુલેશન મુકીને તેઓને અવારનવાર સાથે જોડીને નીકલ ચહડાવેલા સ્ટીલના દાબડામાં ઉતારવામાં આવે છે અને તેમાં ઇલેક્ટ્રોલાઇટ ભરવામાં આવે છે.




ચિત્ર ના૦ ૬૩.
એડીસન સ્ટોરેજ બેટરી.

**એડીસન બેટરીનો દાબડો** (Container) સ્ટીલનો બનાવવામાં આવે છે, અને તેને અંદર તેમજ બાહેરથી નિકલ પ્લેટ ફ્રીધેલો હોય છે. એ દાબડાને મથાળેથી પણ સ્ટીલનું પત્રું વિજળીથી સાંધો મારી વેલ્ડ (weld) કરી લીધેલું હોય છે, અને મથાળે માત્ર બે કનેકશનો કરવાના સ્ટડો અને અંદર રસાયની પાણી નામવા માટેનું એક ઢાંકણવાળું કપ રાખેલું હોય છે. આથી કરીને આ બેટરી તદન મજબૂત, કદીબી ગળે નહી તેવી અને કદીબી ખવાઇ નહી જાય તેવી બનાવેલી હોય છે.

**એડીસન બેટરીનું ઇલેકટ્રોલાઇટ** (Electrolyte for Edison Battery) અથવા રસાયની પાણી પોટેસીઅમ હાઇડ્રેટ (potassium hydrate) અથવા કૅાસ્ટીક પોટાશ (caustic potash) નું બનાવવામાં આવે છે. સીસાં–એસીડની બેટરીનાં ઇલેકટ્રોલાઇટમાં બને છે તેમ એડીસન બેટરીનાં ઇલેકટ્રોલાઇટમાં તેની સ્પેસિફિક ગ્રેવિટિ બદલાયા કરતી નથી, પણ બેટરી ચાર્જ થતી વખતે કે ડીસ્ચાર્જ થતી વખતે એની સ્પેસિફિક ગ્રેવિટિ લગભગ એકસરખી રહે છે, તેથી ઘડી ઘડી હાઇડ્રોમીટરથી તપાસ કરવી પડતી નથી. વળી એ ઇલેકટ્રોલાઇટ સ્ટીલ અને નીકલની ધાતુઓને ખાઇ જતું નથી, પણ સામું બચાવી રાખે છે અને તેઓને ખવાઇ જતાં અટકાવે છે એ એક મોટો ફાયદો છે.

**એડીસન બેટરીના ફાયદા** (Advantages of Edison Battery) નીચે પ્રમાણે છે:—

વજનમાં હલકી છે.

બેટરીનો બાહેરનો દાબડો (cell) કોડી, કાચ કે રબરનો નહી પણ સ્ટીલનો હોવાથી તે ભાંગતો નથી.

કામ વગર બેટરી પડી રહેવાથી તેમાંથી વિજળીની ગળતર ઘણીજ થોડી થાય છે.

ઘડી ઘડી હાઇડ્રોમીટરથી એનું રસાયની પાણી તપાસવું પડતું નથી.

સખ્ત આંચકા હડસેલાથી બેટરી ખરાબ થતી નથી.

શુરૂઆતના આઠથી બાર મહીનામાં બેટેરીની શક્તિ (capacity) વધતી જાય છે.

ઇલેકટ્રોલાઇટ (રસાયની પાણી)ની ટેમ્પરેચર ૧૧૫ થવા છતાં બેટેરી બિગડતી નથી.

એમાં સલફેટના ખાર થતા નથી કે પ્લેટ ફુગાઇ (buckling) થઇ ને મરડાઇ જતી નથી.

એને ગમે તેટલો ઓવરચાર્જ આપી શકાય છે.

બેટેરીનો ડાબડો બધી બાજુએ જાયુકનો સાંધો મારી બંધ કીધેલો હોય છે, તેથી એની પ્લેટ બદલવી પડતી નથી, યા પ્લેટો વચ્ચેનું ઇન્સ્યુલેશન બદલવું પડતું નથી.

મહીનાઓ સુધી એ બેટેરી ચાર્જ કે ડીસ્ચાર્જ હાલતમાં કાંઇબી નુકસાન થવા વગર રાખી શકાય છે.

એ બેટેરીમાંથી કશીબી ઝેરી ગૅસ નિકળતી નથી, જે માણસોને કે આજુબાજુની બીજી ચીજોને નુકસાન કરી શકે.

એ બેટેરીમાં ગમે તેટલો ઓછો કે વધતો ચાર્જ ભરેલો હોય તે છતાં એને ગમે તે વખતે ગમે તેટલી ચાર્જ કે ડીસ્ચાર્જ કરી શકાય છે.

એની સંભાળ માટે વિજળીની બેટેરીના અનુભવીની ખાસ જરૂર પડતી નથી.

એ બેટેરીનાં જૂદાં જૂદાં સેલ ત્રાંબાંથી જોડેલાં હોય છે, અને સીસાં-ઍસીડની બેટેરી માફક એનાં કનેકશનો સીસાંને તાવીને કરવાં પડતાં નથી.

શૅાર્ટ સરકીટ, લાંબો વખત સુધી આપેલો ઓવરચાર્જ, ઉલટી દિશામાં આપેલો ચાર્જ, ઘણા ઓછા કરન્ટે આપેલો ચાર્જ, અથવા બુસ્ટરમાંથી હદ ઉપરાંત આપેલા ચાર્જથી એ બેટેરી ઉપર જાયુકની ખરાબ અસર થતી નથી.

એ બેટેરી લગભગ ૧૦ વર્ષો સુધી સારૂં કામ આપતી જણાવવામાં આવે છે.

## પ્રકરણ—૨૬.

### ઇલેકટ્રીકલ પાવર.

**ઇલેકટ્રીકલ ડ્રાઇવીંગ** (Electrical Driving)—મીલે અને ફેકટરીઓને કોઇ જાતનાં એનજીનની મદદથી પટા કે રસાથી ચલાવવાને બદલે વિજળીના પાવરથી ચલાવવામાં ઘણાક ફાયદા સમાયલા છે. સુતર કાપડની મીલોમાં એનજીનોની ઝડપમાં વારંવાર ફરક પડયા કરતો હોવાથી સુતર કે કાપડના માલની જાતમાં ઘણો ફરક પડી જાય છે, કારણ કે સુતર કાપડ બનાવનારી મશીનરી તદન એકજ સરખી નિયમીત ઝડપે ચલાવવા ઉપર માલની જાત (quality) અને ઉતર (quantity) નો ઘણો મોટો આધાર છે. ઘણાંક નાનાં કારખાનાંઓમાં તો એનજીનો એવી ખરાબ હાલતમાં રાખેલાં હોય છે કે તેઓ પુશ્કળ સ્ટીમ અને કોલસાનો ઘાણ કાહડી નાખે છે. ખાસ કરીને નાનાં વરટીકલ એનજીન-બૉઇલરો, અને પોરટેબલ સ્ટીમ એનજીનો પાવરના ખરચની બાબદમાં ઘણાજ ખરચાળુ હોય છે. માટે એવે ઠેકાણે કોઇ જાહેર કંપની તરફથી મળતો તૈયાર ઇલેકટ્રીક પાવર ઘણો ફાયદો બેશક કરી શકે. વળી એથી ઇમારત અને જગાનો બચાવ થવા ઉપરાંત સ્વચ્છતા, નિયમીત ઝડપ, દેખરેખ રાખવાની કડાકુટનો બચાવ અને ઓછો ખરચ, એ બાબતોમાં જો સસ્તો ઇલેકટ્રીક પાવર મળે તો તે બીજા કોઇબી જાતનાં એનજીનથી મળતા પાવર સાથે સારી હરીફાઇ કરી શકે તેમ છે. અલબતાં ઇલેકટ્રીક પાવર કેવી રીતે ઉત્પન્ન કરવામાં આવે છે અને શું ભાવે વેચવામાં આવે છે તે ઉપર એ બધી બાબતોનો આધાર છે.

**ગૅસ અને ઑઇલ એનજીનોની ચાલ** સ્ટીમ એનજીનની ચાલ કરતાં પણ વધારે અનિયમીત હોય છે. ઇલેકટ્રીકલ ડ્રાઇવીંગમાં ચાલ એકજ સરખી રહેતી હોવાથી મશીનરી ઉપર આંચકા આવતા નથી, તેથી મશીનરી થોડીક વધારે ઝડપે પણ ચલાવી શકાય છે, અને તેથી કારખાનાની પેદાશમાં સેંકડે ૫ થી ૭ ટકાનો વધારો થતો કહેવાય છે. ખાસ કરીને સુતર કાપડની મીલોમાં મશી-

નરી એક સરખી નિયમીત ચાલે (uniform speed) ચલાવવાની ઘણી અગત્ય છે, પણ ઘણીક વખતે એનજીનની ચાલમાં ૩ થી ૫ ટકાનો ફરક પડતાં મીલની લાઇન શાફ્ટીંગોની ઝડપમાં ૧૦ થી ૧૫ ટકાનો ફરક પડે છે, જેથી માલ હલકા પ્રકારનો ઉતરવા સાથે કમી ઉતરે છે. મશીનરી ચલાવવા માટે ઇલેક્ટ્રીક પાવર વાપરવાથી એ ખામી સુધારી શકાય છે. આથી જ્યાં ઇલેક્ટ્રીક પાવર કોઇ જાહેર કંપની પાસેથી તૈયાર મળતો નહી હોય ત્યાં પણ કોઈ એનજીનથી ડાઇનેમો ચલાવી તેના કરન્ટથી જૂદાં જૂદાં ખાતાંઓ ઇલેક્ટ્રીક મોટરોથી ચલાવવાનું આજ કાલ કેટલાકો વધારે પસંદ કરે છે. આવું ઇલેક્ટ્રીકલ ત્રાન્સમીશન ( transmission ) મિકેનિકલ ત્રાન્સમીશન કરતાં ખરચમાં ઓછું પડતું નથી, પણ તેથી મશીનરી એક સરખી નિયમીત ઝડપે ચાલે છે.

**શાફ્ટીંગ અને પટાથી મશીનરી ચલાવતાં** કેટલોક પાવર શાફ્ટીંગ અને પટામાં વ્યર્થ જાય છે, જે ઘણીક વખત કુલ પાવરના ૨૦ થી ૨૫ ટકા જેટલો હોય છે. વળી ઘણેક ઠેકાણે શાફ્ટીંગો લાઇન લેવલની આઉટ થઇ જતાં ઘણો પાવર ખાઇ જઇ નુકશાન કરે છે, પણ જો કે દરેક મશીન છૂટા છૂટા મોટરોથી ચલાવવાની ગોઠવણમાં કેટલોક વધારાનો પાવર ખરચાય છે ખરો, તે છતાં ઇલેક્ટ્રીકલ ડ્રાઇવીંગમાં જે કાંઇ વધારાનો પાવર ખરચાય તેનો બદલો મશીનરી થોડીક વધુ ઝડપે ચાલી શકે છે તેથી વળી રહે છે. જ્યાં તૈયાર ઇલેક્ટ્રીક પાવર મળી શકતો હોય ત્યાં પોતાના પાવર પ્લાન્ટને નિભાવવા માટે જોઇતાં બળતણ વગેરેની ગોઠવણ કરવાની જંજાલ તથા પાવર પ્લાન્ટ માટે જોઇતી થાપણની રોકાણ બચી જાય છે, અને તે થાપણ કારખાનાના કમાવી આપનારા ઉદ્યોગમાં રોકી શકાય છે.

**જાહેર ઇલેક્ટ્રીક સપ્લાઇ કંપની** પાસેથી વિજળી ખરીદી વાપરવાથી કેટલેક ઠેકાણે મોઘી પડે છે, અને પોતાના પાવર હાઉસમાં વિજળી ઉત્પન્ન કરી ચલાવવાનું સસ્તું પડે છે. જે કારખાનું દિવસના થોડા કલાક ચાલે અને જેમાં લોડ ઓછો વધતો થયા કરે તેને પબલીક કંપનીમાંથી ઇલેક્ટ્રિસિટિ પૂરી પાડવાનો ઘણો આકરો ભાવ માંગવામાં આવે છે; પણ જે કારખાનું દિવસના ઘણા કલાકો

સુધી ફુલ લોડે કામ કરતું હોય તેને સસ્તે ભાવે વિજળી મળી શકે છે. આજ કાલ ડીઝલ ઓઇલ એનજીન કે ગૅસ એનજીનની મદદથી પટા કે દોરડાં વડે કારખાનું ચલાવવાનો ખરચ કોઇ જાહેર ઇલેકટ્રીક સપલાઇ કંપનીની વિજળીની મદદથી કારખાનું ચલાવવાના ખરચ કરતાં વધારે થતો નથી—એટલે ખરચની બાબદમાં મિકેનિકલ ડ્રાઈવીંગ અને ઇલેકટ્રીકલમાં ઘણો ફરક પડતો નથી; પરંતુ ઉપર કહ્યું તેમ ઇલેકટ્રીકલ ડ્રાઇવીંગમાં જે જે સગવડો મળે છે તે ધ્યાનમાં લેતાં ઘણાકો ઈલેકટ્રીકલ ડ્રાઇવીંગ પસંદ કરે છે.

જ્યારે ઇલેકટ્રીકલ પાવર કોઇ કંપનીમાંથી તૈયાર મળી શકે છે ત્યારે કોલસો ભરવાનાં મોટાં ગોડાઉનો, પાણીના મોટા તળાવો, ઉંચી ચીમની અને મોટાં એનજીન તથા બૉઇલર હાઉસો બાંધવાના ખરચ બચી જાય છે. ૫૦૦ હૉર્સ પાવરનો એક ઇલેકટ્રીક મોટર જેટલી જગા રોકે તે કરતાં ૪ ગણી વધારે જગા એક તેટલાજ હૉર્સ પાવરનાં ઉભાં ઑઇલ એનજીન માટે જોઇએ છે, અને તે કરતાં ૮ ગણી જગા એક તેટલાજ હૉર્સ પાવરનાં આડાં સ્ટીમ એનજીન માટે જોઇએ છે. (બૉઇલર હાઉસ જૂદું.)

**સ્ટીમ ટરબાઈન અને સ્ટીમ એનજીન** (Steam Turbine and Steam Engine) માં પાવર ઉત્પન્ન કરવાના ખરચમાં ઝાઝો ફરક પડતો નથી. ઘણા મોટા પાવરના સ્ટીમ ટરબાઇનમાં પાવરનો ખરચ સ્હેજ ઓછો આવે છે પણ તેમ સ્ટીમ ટરબાઇન પાછળ ઘણી સંભાળ ભરેલી દેખરેખની જરૂર પડે છે; માટે ચાલુ ખરચની બાબદમાં સ્ટીમ ટરબાઇન એક સારી જાતનાં સ્ટીમ એનજીન ઉપર સરસાઇ ભોગવતો નથી. પણ એક સ્ટીમ ટરબાઇન જેવી નિયમીત એકસરખી ચાલે ચાલે છે તેમ એક સ્ટીમ એનજીન ચાલતું નથી; જો કે હાલમાં સ્ટીમ એનજીનોનું ગવરનીંગ એટલું બધું સુધારવામાં આવ્યું છે કે તેની હમેશની સ્પીડમાં એકથી દોહડ ટકાથી વધુ ફરક નહી પડવાની ગેરેન્ટી સારા મેકરો તરફથી આપવામાં આવે છે. નિયમીત ચાલની બાબદમાં તેમજ ઓછી જગ્યા રોકવાની બાબદમાં એક સ્ટીમ એનજીન ઉપર સ્ટીમ ટરબાઇન સરસાઇ ભોગવી શકે છે. તેમજ એકજ સરખા હૉર્સ પાવરનાં સ્ટીમ એનજીન કરતાં એક સ્ટીમ ટરબાઇન મોટા પાવર માટે પહેલી કીમ્મતમાં સસ્તો પડે છે.

**સ્ટીમ ટરબાઇનની નિયમીત ચાલ અને હાઇ સ્પીડને** લીધે તેનાથી ઇલેકટ્રીક જેનરેટરો ચલાવવાનું હવે ઘણું સગવડ ભરેલું અને સસ્તું થઇ પડે છે. જેનરેટરની શાફ્ટ ટરબાઇનની શાફ્ટ સાથે પાધરીજ જોડવામાં આવતી હોવાથી પટા કે દોરડાંની કડાકુટ અને ખરચ નિકળી જાય છે, અને આખો (કમ્બાઇન્ડ) જોડેલો પ્લાન્ટ ઘણી ઓછી જગા રોકે છે, કારણકે એકજ બેડ પ્લેટ ઉપર ટરબાઇન અને જેનરેટર બેસાડવામાં આવે છે.

**ઇલેકટ્રીક ડ્રાઇવીંગની ગોઠવણ** બે રીતે થઇ શકે છે. એકને ગ્રુપ ડ્રાઇવીંગ અને બીજીને ઇન્ડીવીડયુઅલ ડ્રાઇવીંગ કહે છે.

**ગ્રુપ ડ્રાઇવીંગ** (Group Driving) માં કારખાનાં માહેલાં મશીનોના ચોક્કસ જથ્થાને એક એક શાફ્ટીંગ મારફતે ચલાવવામાં આવે છે, અને શાફ્ટીંગ ઉપર એક એક ઇલેકટ્રીક મોટર મૂકેલો હોય છે. એમાં શાફ્ટીંગ, પુલીઓ અને પટાની અડચણ હમેશ મુજબની રહે છે, પણ ફાયદો એ છે કે નાના કરતાં મોટા મોટરોની ઇફીશીયન્સી વધારે હોવાથી તેઓ કરન્ટ ઓછો ખાય છે, જો કે શાફ્ટીંગની બેરીંગો અને પટામાં થતાં ફ્રીકશનથી પાવર વધુ ખરચાઇ પાછું જેનું તે થઇ રહે છે, અને ઝાઝી કરકસર દેખાતી નથી. જૂનાં કારખાનાંઓમાં જ્યાં શાફ્ટીંગોની ગોઠવણ મોજૂદ હોય અને જ્યાં દરેક મશીન સાથે છૂટા છૂટા મોટર ગોઠવી શકાતા નહી હોય ત્યાં આવી ગોઠવણ કરવામાં આવે છે. વળી દરેક મશીન સાથે છૂટા છૂટા મોટરની ગોઠવણ કીમ્મતમાં ઘણી મોંઘી પડે છે, અને જગા પણ વધુ રોકે છે. તે છતાં દરેક શાફ્ટીંગ ઉપર એક એક મોટર ગોઠવી ચલાવવાની ગ્રુપ ડ્રાઇવીંગની ગોઠવણ એનજીનનાં ફ્લાઇવ્હીલ ઉપરથી લીધેલા પટા કે રસાની ગોઠવણ કરતાં તો ઘણી ચઢયાતી છે, કારણ કે કોઇ વેળા જો કારખાનાંનાં કોઇ ખાતાં ઓવરટાઇમ અથવા સવાઇથી ચલાવવાં પડે તો તેમ ઘણી સેહલાઇથી કરી શકાય છે, અને આખું કારખાનું ફોકટમાં ચલાવવું પડતું નથી.

**ઇન્ડીવીડયુઅલ ડ્રાઇવીંગ** (Individual Driving) –એમાં દરેક મશીન સાથે છૂટા છૂટા મોટરો જોડવામાં આવે છે, જેથી શાફ્ટીંગ, પુલીઓ અને પટાની કડાકુટ નિકળી જાય છે. એ ગોઠવણ શુરૂઆતના ખરચમાં ઘણી મોંઘી છે, પણ પટાની અડચણ નિકળી જવાથી

બારી કે બારણુંમાંથી આવતી રોશની એકસરખી પથરાઇને પડે છે, અને માલની જાત પ્રમાણે ચોક્કસ મશીનોની ઝડપ જોઇએ ત્યારે વધારી કે ઘટાડી શકાય છે. આથી કાપડ વણવાની લુમો દરેક છૂટા મોટરોથી ચલાવવાનું પસંદ કરવામાં આવે છે, અને ઘણાંક કારખાનાંઓમાં જોઇતી સગવડ પ્રમાણે કોઇ ખાતાં ગ્રુપ ડ્રાઇવીંગથી અને કોઇ ખાતાં ઈન્ડીવીડયુઅલ ડ્રાઇવીંગથી ચલાવવામાં આવે છે. પણ નાના મોટરોની ઇફીશીઅન્સી મોટા મોટરોની ઇફીશીઅન્સી કરતાં ઓછી હોવાથી એવી ગોઠવણુમાં પાવર વધુ ખપે છે અને ખરચ વધુ આવે છે. એવી ગોઠવણુની ખાસ સગવડ એ હોય છે કે દરેક મશીનને અનુસરતો મોટર મેળવીને તેને જોડી શકાય છે, અને એક મશીન બંધ રહેવાથી તેની આજુબાજુનાં બીજાં મશીનોને કશી અડચણ થતી નથી; તેમજ શાફ્ટીંગ અને પટાઓની કડાકુટ સદંતર નિકળી જાય છે, જેથી કારખાનામાં બારણાં બારીઓમાંથી આવતી રોશની એકસરખી પંથરાઇને પડે છે. વળી શાફ્ટીંગની બેરીંગોમાંથી ઉતરતાં તેલના છંટકાવ કે રેળા પણ નહી હોવાથી કારખાનાંમાં સ્વચ્છતા ઘણી જળવાઇ રહે છે. તોપણ આવી ગોઠવણ ચાલુ ખરચ તેમજ શુરૂઆતના ખરચમાં ઘણી મોંઘી પડવાથી તે ઘણી વપરાતી નથી.

**જુની મીલોમાં ઇલેકટ્રીકલ ડ્રાઇવ** જરૂર ફાયદો કરી આપે છે, કારણ કે તેનાં એનજીનનો પાવર પ્લાન્ટ ઘસાયલો પિસાયલો હોવાથી બળતણમાં ઘણો ખર્ચાળુ હોવા ઉપરાંત તેની શાફ્ટીંગો ઘણે ઠેકાણે લાઇન લેવલની આઉટ થઇ ગયલી હોય છે, જેથી ઘણોક પાવર વ્યર્થ જાય છે. એક જુની મીલમાં ૧૬૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવરનું એનજીન ચાલુમાં ૧૪૫૦ ઇન્ડીકેટેડ હોર્સ પાવરનો લોડ ખેંચતું હતુ, તેમાં મશીનરીના બધા પટા લુસ પુલીઓ ઉપર મૂકાવી એનજીનના ડાએગ્રામ લેવાથી તે ૫૫૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ખાતું માલમ પડયું, જે ચાલુ લોડના લગભગ ૩૮ ટકાની બરાબર થાય! કેટલીક ખતારા મીલોમાં એ આંકડો ૪૦ થી ૪૫ ટકા સુધી જાય છે. માટે જ્યારે કાંઇ કામ નહી નિપજતું હોય ત્યારે પણ કારખાનાના ફુલ લોડનો લગભગ અરધો પાવર જો માત્ર એનજીનને, શાફ્ટીંગને અને પટાઓને ખાલી ગબડાવવામાં વ્યર્થ જતો હોય તો એવી મીલો આજના સખ્ત હરીફાઇના જમાનામાં કશુંબી સંતોશકારક પરિણામ

નિપજાવી શકે નહી. એવી મીલોમાં ઇલેકટ્રીકલ ડ્રાઇવ જરૂર ફાયદો કરી શકે.

**નવી અને સારી હાલતમાં રાખેલી મીલોમાં** શાફ્ટીંગ અને પટાઓમાં ૧૫ થી ૨૦ ટકાથી વધુ પાવર વ્યર્થ જવો નહી જોઇએ. ઇલેકટ્રીકલ ડ્રાઇવમાં પણ જ્યાં નાના નાના ઘણા મોટરો હોય ત્યાં મોટરો અને કેબલોમાં એટલો પાવર વ્યર્થ જાય છે. માટે નવાં કારખાનાંઓમાં મિકેનિકલ અને ઇલેકટ્રીકલ ડ્રાઇવ વચ્ચે ખરચમાં ઝાઝો ફરક પડતો નથી; પણ ઇલેકટ્રીકલ ડ્રાઇવમાં જે સગવડો અને નિયમીત ચાલ મળે છે તે મિકેનિકલ ડ્રાઇવમાં મળતી નથી. ઇલેકટ્રીકલ ડ્રાઇવમાં મશીનરીની ગોઠવણ જેમ માંગો તેમ કરી શકાય છે, જ્યારે મિકેનિકલ ડ્રાઇવમાં તો શાફ્ટીંગ કઇ બાજુએથી જશે અને પાવર કેવી રીતે લઈ શકાશે તેનો પેહલો વિચાર કરવો પડે છે. આ કારણ થકી ઇલેકટ્રીકલ ડ્રાઇવમાં કારખાનાની ઇમારતનું ખૂણે ખૂણું કામમાં વાપરી શકાય છે, અને કોઇબી જગા નકામી રાખવી પડતી નથી.

**ઇલેકટ્રીકલ પાવર** (Electrical Power)—વોલ્ટ અને એમ્પીઅરનો સાથે ગુણાકાર કરવાથી જે આવે તેને ઇલેકટ્રીકલ પાવર અથવા વૉટ (watt) કહે છે. જેમ કે ૧૦૦ વોલ્ટ અને ૫૦ એમ્પીઅરનો ડાઇનેમો હોય તો તેનો પાવર ૧૦૦×૫૦=૫૦૦૦ વૉટ થયો. **કીલોવૉટ** (kilo-watt) એટલે એક હજાર વાટ. ૧૦૦૦૦૦ વૉટ ઉત્પન્ન કરનારો ડાઇનેમો હોય તો તેને "૧૦૦ કીલોવૉટનો ડાઇનેમો" કહે છે. એક કીલોવૉટ ૧.૩૪ ઇલેકટ્રીકલ હૉર્સ પાવરની બરાબર હોય છે, જે લગભગ ૧.૫ બ્રેક હૉર્સ પાવરની બરાબર થવા જાય છે. ૭૪૬ વૉટનો એક ઇલેકટ્રીકલ હૉર્સ પાવર ગણવામાં આવે છે. એટલે કે જો એક મોટર ૧૦૦ વોલ્ટનો હોય અને ૫૦ એમ્પીઅર ખપાવતો હોય તો ૧૦૦×૫૦=૫૦૦૦ વૉટ થયા, અને ૫૦૦૦÷૭૪૬ =૬.૭ ઇલેકટ્રીકલ હૉર્સ પાવર થયા. હવે જો એ મોટરની મિકેનિકલ ઇફીશીઅન્સી સેંકડે ૯૦ ટકા હોય તો એ મોટર .૬૭ હૉર્સ પાવર પોતાનાં ફ્રીકશનમાં ખાઇને ૬.૭–.૬૭=૬.૦૩ બ્રેક હૉર્સ પાવર ઉત્પન્ન કરી આપશે. એક બીજો દાખલો લઇએઃ—

**દાખલો**—૩૦૦ હૉર્સપાવર ખાનારી મશીનરી ચલાવનારૂં કારખાનું ઇલેકટ્રીક ડ્રાઇવથી ચલાવવું છે–માટે સ્ટીમ એનજીન કેટલા ઇન્ડીકેટેડ હૉર્સ પાવરનું લેવું ?

| | | |
|---|---|---|
| મશીનરી ... ... ... ... ... | ૩૦૦ | હૉ. પા. |
| શાફટીંગ, પટા, પુલી વગેરે (૧૫ ટકા)... | ૪૫ | ,, |
| ૩૪૫ બ્રે. હૉ. પા. નો મોટર (૬ ટકા) | ૨૦. ૭ | ,, |
| ૩૬૫ બ્રે. હૉ. પા. ખાનારો ૨૭૨ કીલો વૉટનો ડાઇનેમો (૬ ટકા)... ... | ૨૧. ૯ | ,, |
| ૩૮૭ બ્રે. હૉ. પા. નું વરટીકલ હાઇ સ્પીડ એનજીન ( ૧૦ ટકા )... ... ... | ૩૮. ૭ | ,, |

એનજીનના ઇન્ડીકેટેડ હૉર્સ પાવર. ૪૨૬. ૩

એ મુજબ ૩૦૦ હૉર્સ પાવરની મશીનરી ઇલેકટ્રીક ડ્રાઇવથી ચલાવવા માટે ૪૨૬ હૉર્સ પાવરનું એનજીન જોઇશે, જેમાં કેબલ (તાર) વગેરેમાં વ્યર્થ જતો થોડોક પાવર ઉમેરતાં ૪૩૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનું એનજીન જોઇશે.

**ઈલેકટ્રીક ડ્રાઈવમાં વ્યર્થ જતો પાવર** ( Power lost in Electric Drive)–મોટી સાઇઝના ૫૦ થી ૨૦૦ હૉર્સ પાવરના ઇલેકટ્રીક ડાઇનેમો અને મોટરની મિકેનિકલ ઇફીશીઅન્સી ૯૦ થી ૯૪ ટકા હોય છે, એટલે એ મશીનો પોતાના ફ્રીકશનમાં સેંકડે ૧૦ થી ૬ ટકા પાવર ખાય છે. જો એક ડાઇનેમો હાઇ સ્પીડ સ્ટીમ એનજીનની ક્રેન્ક શાફ્ટ સાથ પાધરો જોડયો હોય તો ઇલેકટ્રીક ડ્રાઇવમાં વ્યર્થ જતો પાવર એનજીનમાં ૧૦ ટકા, ડાઇનેમોમાં ૬ ટકા, મોટરમાં ૬ ટકા અને કેબલ (તાર)માં ૧ ટકો મળીને લગભગ સેંકડે ૨૩ થી ૨૫ ટકા થવા જાય છે. જો શાફટીંગ પુલી અને પટાની મદદથી ડાઇનેમો ચાલતો હોય તો એમાં બીજા ૧૫ ટકા ઉમેરતાં કુલ વ્યર્થ જતો પાવર લગભગ ૪૦ ટકા થવા જાય છે. નાની સાઇઝના ડાઇનેમો અને મોટરો (૧ થી ૫૦ બ્રેક હૉર્સ પાવર)ની ઇફીશીઅન્સી ૭૫ થી ૮૫ ટકા હોય છે. (જુવો પાનું–૧૭૧).

**ઈલેકટ્રીક પાવરનો ખરચ** (Cost of Electric Power)—નાના ઇલેકટ્રીક મોટરોની ઇફીશીઅન્સી ૭૫ ટકાની ગણતાં જો એવો એક મોટર ૧ કીલોવૉટ કરન્ટ ખાય તો તેની પુલીમાંથી એક બ્રેક હૉર્સ પાવર મળી શકે. ૮૫ ટકાની ઇફીશીઅન્સીવાળા

મોટા મોટરને એક કીલોવૉટ કરન્ટ આપતાં તેની પુલીમાંથી ૧.૧૩ બ્રેક હૉર્સ પાવર મળી શકે છે. એક મોટા મોટર કરતાં તેટલાજ સામટા પાવરના નાના નાના મોટરો વધુ કરન્ટ ખાય છે. સાધારણ રીતે એક કીલોવૉટ કરન્ટ ૧⅓ બ્રેક હૉર્સ પાવરની બરાબર ગણવામાં આવે છે. એ ગણતરી પ્રમાણે ૧૦૦૦ બ્રેક હૉર્સ પાવરનું (૧૧૫૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવરનું) એક મીલ એનજીન જે પાવર આપી શકે તે દર કલાકે ૮૦૦ કીલોવૉટ કરન્ટ આપતાં મળી શકે. જો દર કલાકે દર કીલોવૉટ દીઠ ઇલેકટ્રીક પાવરનો ભાવ .૫૫ આના હોય અને મહીનાના ૨૫૦ કલાક કારખાનું ચાલે તો ૧૦૦૦ બ્રેક હૉર્સ પાવર ખાતું એવું એક કારખાનું ૨૫૦×(.૫૫÷૧૬)×૮૦૦=૬૮૭૫ રૂપીઆનો ખરચ દર મહીને ઇલેકટ્રીક પાવર પાછળ કરે. એમાં તેલ, માણસની દેખરેખ વગેરે માટે રૂ. ૩૫૦ ઉમેરતાં તે રૂ. ૭૨૨૫ અથવા દર કલાકે દર હૉર્સ પાવર દીઠ ૫.૫ પાઇ થવા જાય છે. સ્ટીમ એનજીનના ૧⅓ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ૧ કીલોવૉટની બરાબર ગણવામાં આવે છે.

**તાતા હાઇડ્રો ઇલેકટ્રીક પાવર સપલાઈ કંપની** (Tata Hydro-Electric Power Supply Co.)—આ કંપની ૬૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર અને તેથી વધારે પાવર ખાતી કૉટન મીલો જો ૧૦ વર્ષ સુધી પાવર લેવાનું લખત કરે, અને દર ત્રણ મહીને ઓછામાં ઓછા ત્રણ લાખ યુનીટ પાવર વાપરે તો દર યુનીટ દીઠ .૫૫ આનાના ભાવે ઇલેકટ્રીક કરન્ટ આપે છે, જેમાં તેઓ પોતાને ખરચે ઇલેકટ્રીક મોટરો ગોઠવી, કનેકશનો કરી ચાલુ કરી આપી પાછળથી ચાલુમાં તે પોતાને ખરચે નિભાવવાનું પણ માથે લ્યે છે. જે કૉટન મીલો માત્ર પાંચ વર્ષનુંજ લખત કરે તેઓને એજ ભાવે પાવર આપે છે, પણ તે મીલો પોતાને ખરચે ઇલેકટ્રીકલ સામગ્રી ગોઠવી તે પાછળનો ચાલુ ખરચ તે મીલો પોતેજ ભોગવી લ્યે છે. કૉટન મીલો સિવાય બીજા કોઇ ઉદ્યોગનાં કારખાનાંઓ જે દર વર્ષ પાંચ લાખ યુનીટથી ઓછો પાવર નહી ખાતાં હોય તેઓ મોટરો નાખવાનો અને તેઓને ચાલુમાં નિભાવવાનો ખરચ પોતેજ ભોગવી લ્યે છે. અને દર ત્રણ મહીને દરેક ઇલેકટ્રીકલ હૉર્સ પાવર દીઠ રૂ. ૧૦ નો બેઠો ભાવ આપવા ઉપરાંત દર ત્રણ મહીને ઇલેકટ્રીક મીટરથી મપાયલા પહેલા ૫૦૦૦૦ યુનીટ માટે એક આનો

યુનીટ દીઠ આપે છે, અને જો ત્રણુ મહીને ૫૦૦૦૦ થી ઉપર ૨૦૦૦૦૦ યુનીટ સુધીનો પાવર વાપર્યો હોય તો બધા ખપેલા સામટા યુનીટ માટે .૭ આના દર યુનીટ દીઠ આપે. પણુ જો બધો સામટો પાવર ત્રણુ મહીને બે લાખ યુનીટથી વધારે હોય તો .૫ આના દર યુનીટ દીઠ આપે.

**આંધ્રાવેલી પાવર સપલાઈ કંપની** (Andhra Valley Power Supply Co.)—આ કંપનીના એજંટો પણુ જાણીતા મેસર્સ તાતા સન્સ લીમીટેડ છે. જે મીલો અને બીજી મોટી ફેકટરીઓ દિવસના દરરોજ આસરે ૯ કલાક ઇલેકટ્રીક પાવર વાપરે અને પોતાનાં કારખાનાંમાં વિજળીની બધી સામગ્રી (મોટરો ત્રાન્સ-ફૉરમરો વગેરે) પોતાનાંજ વાપરે તો તેઓને .૭૨૫ આના યુનિટ દીઠ પાવર આપવામાં આવે છે; પણુ જો એ કંપની કારખાનાનાં સબસ્તેશન મહેલી સામગ્રી (ત્રાન્સફૉરમરો, સ્વીચો વગેરે) પોતાને ખરચે મૂકે અને મશીનરી ચલાવનારા મોટરો કારખાનાવાળા પોતાને ખરચે મૂકે તો પાવરનો ભાવ .૮ આના લેવામાં આવે છે. જે કારખાનામાં સબસ્તેશનની બધી સામગ્રી તથા મશીનરી ચલાવનારા મોટરો આ કંપની પોતાની તરફથી પૂરા પાડે તે કારખાનામાં ઇલેકટ્રીક પાવરનો ભાવ .૯ આના યુનિટ દીઠ લેવામાં આવે છે.

રેલ્વે, ત્રામ્વે વગેરે ઘણા મોટા જથામાં પાવર વાપરનારાઓ પાસેથી વધારેમાં વધારે જેટલા કીલોવૅાટ દર સાલ વપરાતા હોય તે દર કીલોવૅાટ દીઠ રૂ. ૫૦ નો એકો ભાવ લેવા ઉપરાંત ખરેખરા ખપેલા દર યુનિટ દીઠ .૪૨૫ આનાનો ભાવ લેવામાં આવે છે.

બીજાં કારખાનાંઓ જેઓ નિયમીત પાવર વાપરતાં નથી તેઓને તેઓ જેટલો પાવર વધતો ઓછો વાપરે તેના પ્રમાણુમાં .૭૨૫ થી .૯ આના યુનિટ દીઠ ચઢ ઉતર ભાવ માગવામાં આવે છે.

**બૉમ્બે ઇલેકટ્રીક સપલાઈ અને ત્રામ્વેઝ કંપની** (Bombay Electric Supply and Tramways Co.) ના બત્તી, પંખા અને પાવર માટેના ભાવ નીચે પ્રમાણે છેઃ—

લાઈટ, પંખા અને પાંચ બ્રેક હૉર્સ પાવરથી ઓછા પાવર માટેના ભાવઃ—

દુકાન, આફીસ, કલબ, હોટલ, થીએટર વગેરે માટે એક યુનિટના સાડાચાર આના. એ ભાવમાંથી દર મહીને વપરાયલા ૨૫૦ યુનિટ દીઠ દર સેંકડે એક ટકો વળટર અથવા ડીસ્કાઉન્ટ કાપી આપવામાં આવે છે, પણ એ ડીસ્કાઉન્ટ વધુમાં વધુ ૩૫ ટકાથી વધુ થાય નહી.

રેહવાનાં ઘરો, ધાર્મીક અને કેળવણી ખાતાંઓ માટે ઉપર મુજબ, પણ યુનિટ દીઠ ભાવ ચાર આના.

હૉસ્પીટલો માટે ઉપર મુજબ, પણ યુનિટ દીઠ ભાવ ૩.૧૫ આના.

સીનેમેટોગ્રાફ અને થીએટરો માટે ખાસ લખતથી ડીસ્કાઉન્ટ વગર યુનિટ દીઠ ભાવ બે આના.

ગરમ કરવા અને રાંધવાના કામ માટે લાઇટ અને પાવર વાપરનારાઓને માત્ર એક આના યુનિટ દીઠ વગર ડીસ્કાઉન્ટે કરન્ટ આપવામાં આવે છે.

પાંચ બ્રેક હૉર્સ પાવર અને તેથી વધુના પાવર માટેના ભાવઃ—

લીફ્ટ માટે ચાર આના યુનિટ, ડીસ્કાઉન્ટ વગર.

પાંચથી ૧૦ બ્રેક હૉર્સ પાવર માટે બે આના યુનિટ ડીસ્કાઉન્ટ વગર.

દશ અને તેથી વધુ હૉર્સ પાવર માટેઃ—

એક મહીનામાં વધુમાં વધુ માંગવામાં આવતા કરન્ટ માટે દર ક્લોવૉટ દીઠ રૂ. ૮ નો ચાલુ લવાજમ, તે ઉપરાંત ખપેલા કરન્ટના દર યુનિટ દીઠ ⅔ આના, (અથવા ૮ પાઇ). સરત એ કે એ. સી. અથવા ડી. સી. કરન્ટ માટે યુનિટ દીઠ દોઢ આનાથી વધુ સરેરાસ ભાવ લેવામાં આવશે નહી. દર વરસે ૪૦૦૦૦૦ યુનિટથી વધુ પાવર વાપરનારને ખાસ ભાવે કરન્ટ આપવામાં આવે છે.

જો કોઇ કરન્ટ વાપરનાર કોઇ કારણસર ત્રણ મહીનામાં ૪૦ યુનિટથી ઓછો કરન્ટ વાપરે તો તેને ખપાવેલા કરન્ટ માટેનો ભાવ પાંચ આના યુનિટ દીઠ લેવામાં આવે છે.



# અનુક્રમણીકા.

## અ.


અરથીંગ ૩૧, ૩૨.
આર્ક લૅમ્પ ૮૦ થી ૮૯.
આરમેચર ૧૦૦, ૧૫૪.
આયર્ન કલેડ સ્વીચ ૪૭.
ઑલટરનેટીંગ કરન્ટ ૧૧૪ થી ૧૨૦.
ઇલેક્ટ્રીસીટી ૧ થી ૫.
ઇલેક્ટ્રોમોટીવ ફોર્સ ૫.
ઇલેક્ટ્રીક કરન્ટ ૫ થી ૧૦.
ઇલેક્ટ્રીક રીઝીસ્ટન્સ ૬.
ઇલેક્ટ્રીક લાઇટ ૬૪ થી ૬૮. ૧૯૨.
ઇલેક્ટ્રીક પાવર ૨૦૯ થી ૨૧૭.
ઇલેક્ટ્રીક ડ્રાઇવીંગ ૨૦૯, ૨૧૫.
ઇલેક્ટ્રીક પાવરનો ખરચ ૨૧૫.
ઇલેક્ટ્રીક મશીન ૧૪૯.
ઇલેક્ટ્રીક યુનિટ ૭.
ઇલેક્ટ્રો મેગ્નેટ ૯૩ થી ૧૦૦.
ઇગ્નીશન ૯૯.
ઇન્ડકશન ૯૫ થી ૯૮.
ઇન્ડકશન મોટર ૧૬૧ થી ૧૬૪.
ઇન્ડયુસ્ડ વોલ્ટેજ ૧૮૪.
ઇફીશીઅન્સી ૧૭૧.
ઇન્ટર પોલ ૧૦૨.
ઇન્કેન્ડેસન્ટ લૅમ્પ ૬૮, ૭૧ થી ૮૦.
ઇન્સ્યુલેશન ૧૬ થી ૨૦.
ઉલટી ચાલે ડાયનેમો ૧૧૨.
એમ્પીઅર ૭, ૮.
એનીલ્ડ વાયર ૨૧.
એન્કલોઝડ આર્ક ૮૫.
એ. સી. ડાઇનેમો ૧૦૫, ૧૧૫.
એક્યુમ્યુલેટર ૧૨૯, ૧૯૦ થી ૨૦૮.
એ. સી. મોટર ૧૬૦ થી ૧૭૫.
એડીસન બૅટેરી ૨૦૪ થી ૨૦૮.
ઍર પંપ ૧૭૧.
ઍર બ્રેક ૫૫.
એન્ડ બ્રેકેટ ૧૦૧.
ઓહમ ૭ થી ૮.
ઑશરેમ લૅમ્પ ૭૫.
ઓપન આર્ક લૅમ્પ ૮૪.
ઑલટરનેટીંગ કરન્ટ ૧૧૪ થી ૧૨૦.
ઓછી ચાલ, ડાઇનેમોની ૧૪૧.
ઓવરલોડ રીલીઝ ૧૮૦.
ઓવરલોડેડ ડાઇનેમો ૧૪૪.
ઑઇલ એનજીન ૨૦૯.


## ક.


કન્ડક્ટર ૧૬ થી ૧૭.
કલીટ વાયરીંગ ૩૯ થી ૪૦.
કટ આઉટ ૪૮ થી ૫૦.
કન્ડેન્સર, ઇલેક્ટ્રીક ૯૯.
કમ્પાઉન્ડ ડાઇનેમો ૧૨૯ થી ૧૩૧
કમ્પાઉન્ડ મોટર ૧૫૯.
કાચના ગ્લોબ ૬૩, ૮૩.
કારબન ફીલામેન્ટ ૭૨. ૭૭.
કારબન બ્રશ ૧૩૪ થી ૧૩૭.
કારત્રીજ ફ્યુઝ ૫૩.
કીલોવૉટ ૭.
કીલોવોલ્ટ એમ્પીઅર ૧૬૯.
કેબલ ૧૬ થી ૨૭.

કેબ તાયર શીલ્ડ કેબલ ૪૧.
કેસીંગ ૪૧ થી ૪૩.
કેન્તાર્ક ફ્યુઝ ૫૦, ૫૧.
કેન્ડલ પાવર ૫૭, ૮૨.
કોર્ડ કારબન ૮૧, ૮૨.
કોહીનુર આર્કલૅમ્પ ૮૯.
કૉપર બ્રશ ૧૩૨, ૧૩૩.
કૉન્ડીટ ૪૩ થી ૪૫.
કૉમ્યુટેટર ૧૦૧, ૧૨૧, ૧૩૯, ૧૫૪.
કૉમ્યુટેટરમાં ખાડા ૧૪૬.
કૉમ્યુટેટર મોટર ૧૬૦.

ખ.

ખરચ, ઇલેક્ટ્રીક લાઇટનો ૬૬.
ખરચ, આર્ક લૅમ્પનો ૬૭.
ખુલ્લા ડાઇનેમો ૧૫૦.
ખોટાં કનેકશન ૧૪૧.

ગ.

ગરમીની અસર ૪.
ગરમીથી વિજળી ૧૦.
ગરમી, ઇલેક્ટ્રીક ૬૯.
ગ્રુપ ડ્રાઇવીંગ ૨૧૨.
ગૅસ એનજીન ૨૦૯.
ગ્રેફાઇટ બ્રશ ૧૩૫.

ચ.

ચિંગારી પડવાનાં કારણો ૧૪૩ થી ૧૪૬.
ચેનગીઅર ૧૭૬.

જ.

જન્કશન બૉક્ષ ૩૮.
જુની મીલોમાં ઇલેક્ટ્રીક પાવર ૨૧૩.
જેનરેટીંગ સેટ ૧૦૬.
જેનરેટર ૧૦૦ થી ૧૧૪, ૧૪૯ થી ૧૭૫.

ઝ.

ઝટકો લાગવો, વિજળીનો ૧૮૮.

ટ.

ટ્યુબ્યુલર ફ્યુઝ ૫૨.
ટેન્ટેલમ ફીલામેન્ટ ૭૩.

ડ.

ડાઇનેમીક ઇલેક્ટ્રિસિટિ ૩.
ડાઇનેમો ૧૦૦ થી ૧૧૪, ૧૪૯ થી ૧૭૫.
ડાઇનેમો અને પમ્પ ૧૦૫.
ડાઇનેમોનો ઓવરલોડ ૧૧૦.
ડાઇનેમો, મોટર તરીકે ૧૧૩.
ડાઇનેમોના બ્રશ ૧૩૨ થી ૧૪૦.
ડાઇનેમોની ખામીઓ ૧૪૬ થી ૧૪૯.
ડાયરેક્ટ કરન્ટ ૧૩૦ થી ૧૩૧.
ડીસ્ટ્રીબ્યુશન સીસ્તમ ૩૩.
ડી. સી. ડાઇનેમો ૧૦૫, ૧૨૦ થી ૧૩૧.
ડી. સી. મોટર ૧૪૯ થી ૧૫૯.
ડેનીઅલ સેલ ૧૪.
ડ્રૉપ, વોલ્ટેજમાં ૯.
ડ્રૉનવાયર ૭૩.

ત.

ટન્ગસ્ટન ફીલામેન્ટ ૭૩, ૭૪.
ટ્વીન વાયર ૨૧.
તાતા હાઇડ્રો ઇલેક્ટ્રીક પાવર ૨૧૬.
તાઇમ લૅગ ૫૫.
તારની ટેમ્પરેચર ૨૫.

તાર, ઇલેક્ટ્રીક ૧૬ થી ૨૭.
તાર, ફ્લેક્ષીબલ ૨૫.
તારના સાંધા ૩૪.
ત્રામવે પાવર ૨૧૭.
ટ્રાન્સફૉરમર ૧૮૨ થી ૧૮૫.
તુપાથ મેથડ ૧૨૫.
તોર્ક ૧૭૦.

### થ.

થ્રી વાયર સીસ્તમ ૩૦, ૩૧.

### ન.

નર્નસ્ટ લૅમ્પ ૭૭.
નાઇફ સ્વીચ ૪૭.
નેગેટીવ ૨.
નો–વોલ્ટ રીલીઝ ૧૮૦.

### પ.

પટાથી ચાલતા ડાઇનેમો ૧૦૯.
પરમેનન્ટ મેગ્નેટ ૯૦, ૯૧.
પાવર માટે તાર ૨૩ થી ૨૫.
પાઇપ વેન્ટીલેટેડ મોટર ૧૫૨.
પાવર ફેક્ટર ૧૬૮.
પાવરમાં ઘટ ૨૧૫.
પાવર, ઇલેક્ટ્રીક ૮, ૨૧૪.
પ્રાઇમરી કૉઇલ ૯૬.
પીરીઅડ ૧૧૯.
પેરેલલ સરકીટ ૨૮.
પેપર ઇન્સ્યુલેશન ૧૮.
પેસ્ટેડ પ્લેટ ૧૯૩.
પોલેરાઇઝેશન ૧૧, ૧૨.
પોલેરાટી ૧૧૧.
પોલ શોધવાની રીત ૧૧૩.
પૉલીફેઝ ૧૨૦.
પૉઝીટીવ ૨.
પ્રોટેક્ટેડ ડાઇનેમો ૧૫૦.

### ફ.

ફ્લેમ આર્ક લૅમ્પ ૮૬.
ફ્લેક્ષીબલ વાયર ૨૧, ૨૫.
ફાઇબર ઇન્સ્યુલેશન ૧૮.
ફીલામેન્ટ, મેટલ ૭૧.
ફીલામેન્ટ, કારબન ૭૨.
ફીલ્ડ મેગ્નેટ ૧૦૧.
ફ્રીકવન્સી ૧૧૮.
ફ્રીકશન ગીઅર ૧૧૭.
ફુટ કેન્ડલ ૫૭.
ફેન ૭૦.
ફેઝ ૧૧૯.
ફૉર્મ્ડ પ્લેટ ૧૯૩.
ફ્રોસ્ટેડ ગ્લોબ ૬૩.
ફૉરર્ડ કારબન ૮૨.

### બ.

બ્રશ, ડાઇનેમોનાં ૧૩૨ થી ૧૩૯, ૧૫૪.
બ્રશનું સેટીંગ ૧૩૨, ૧૪૦.
બ્રશ હોલ્ડર ૧૩૪.
બાઇમેટલ ફ્યુઝ ૪૯.
બાઇપોલર ડાઇનેમો ૧૦૨, ૧૦૪.
બ્રાટીશ કેન્ડલ પાવર ૫૭.
બુસ્ટર ૧૯૯.
બેટરી, સાદી ૧૧, ૧૨.
બેટરી, એકયુમ્યુલેટર ૧૯૦ થી ૨૦૮.
બર વાયર ૧૭.
બેલ્ટ ગીઅર ૧૭૫.

ઓમ્બે ત્રામ્વે પાવર ૨૧૭.
બૉર્ડ ઑફ ટ્રેડ યુનિટ ૭.

### મ.

મરક્યુરી વેપર લૅમ્પ ૭૬.
મઝદા લૅમ્પ ૭૫.
મલટીપોલર મશીન ૧૦૨, ૧૦૪.
માઇક્રોહોમ ૭.
મેટલ ફીલામેન્ટ ૭૧, ૭૩, ૭૪, ૭૭.
મેગહોમ ૭, ૧૯.
મેગ્નેટીઝમ ૯૦ થી ૯૩.
મેગ્નેતાઇટ ૯૦.
મેગ્નેટીક ફીલ્ડ ૯૨.
મેથર એન્ડ પ્લાટ મશીન ૧૪૯.
મોલ્ડેડ કારબન ૮૨.
મોટર જેનરેટર ૧૦૮.
મોટરની ખામીઓ ૧૪૬ થી ૧૪૯.
મોટર, ઇલેકટ્રીક ૧૪૯ થી ૧૭૫.
મોટરના પાવર ૧૫૬.
મોટરની ઇફીશીઅન્સી ૧૭૧.
મોટરની સામગ્રી ૧૭૫ થી ૧૯૦.
મોટર સ્ટારટર ૧૭૭ થી ૧૮૦.
મોટરકાર બેટેરી ૧૯૧.

### ય.

યુનિટ, ઇલેકટ્રીક ૭.

### ર.

રસાયની અસર ૪.
રસાયની ક્રિયાથી વિજળી ૧૦.
રસાથી ચાલતા ડાઇનેમો ૧૦૯.
રીઝીસ્ટન્સ ૬, ૮.
રીફ્રેકટીંગ પાવર ૬૦.
રીહોસ્ટેટ ૧૨૪, ૧૨૮.
રીડયુસીંગ ગીઅર ૧૭૫.
રોશની ૫૭ થી ૬૪.
રોશનીની વેંહચણી ૬૦, ૬૧.
રોટર ૧૧૮.
રોટરી કનવરટર ૧૮૨.

### લ.

લ્યુમેન ૫૮.
લાઇટ માટે તાર ૨૩ થી ૨૫.
લાઇટ, ઇલેકટ્રીક ૬૪ થી ૭૦.
લીક્વીડ સ્ટારટર ૧૮૧.
લુપીંગ-ઇન ૩૫ થી ૩૭.
લૅમ્પ હોલ્ડર ૭૮, ૭૯.
લૅમ્પ, ઇલેકટ્રીક ૭૧ થી ૮૯.
લેકલાન્શે સેલ ૧૨, ૧૪.
લેડ કવર્ડ તાર ૧૯, ૪૦.
લેમીનેટેડ બ્રશ ૫૬.
લેસ્કો લેમ્પ હોલ્ડર ૭૯.
લોહચુંબક ૯૦ થી ૯૩.
લોહચુંબકીક અસર ૪.
લોડસ્ટોન ૯૦.
લો ટેન્સન ૧૦૦.

### વ.

વલ્કેનાઈઝડ રબર ૧૯.
વર્મગીઅર ૧૭૭.
વ્યર્થ જતો પાવર ૧૭૪.
વાયર અને કેબલ ૧૬ થી ૨૭.
વાયરીંગ ૩૩ થી ૪૧.
વિજળીના તાર ૧૬ થી ૨૭.
વિજળી ૨ થી ૫.
વિજળીના પ્રકાર ૨.

ી અસર ૪.
ી ઉત્પત્તી ૧૦ થી ૧૫.
ો વંટોળિયો ૧૪૭.
ો ઝટકો ૧૮૮.
નહી ઉત્પન્ન થવી ૧૪૦ થી ૧૪૮.
કલીનીંગ ૬૯.
ગ્લોબમાં ૭૨.
લ ફીલ્ડ ૧૨૫.
લ સ્પીડ મોટર ૧૫૯.
૮.
ાં ઘટ ૯, ૧૪૮, ૧૭૪.
ગ ૩૮.
ફર ૯૫.

શ.

નેમો ૧૨૬ થી ૧૨૮.
ટર ૧૫૮.
અસર, વિજળીની ૫.
અને પટા ૨૧૦, ૨૧૪.
યુઝ ૫૨.
ના ૬૩, ૬૪.
ર્કીટ ૨૬, ૧૪૨, ૧૪૬.

સ.

૨૭, ૨૮.
સાઇન ૨૯, ૩૩.
લેક્ટ્રિસિટિ ૨.
યુલેટર ૧૮૨.
સ્વીચ બોર્ડ ૧૮૬.
સલફેટના ખાર ૨૦૪.
સ્ટીમ એન્જીન ૨૧૧.
સ્ટીમ ટરબાઇન ૨૧૧.
સ્વીચ ૪૫ થી ૪૮.
સરકીટ બ્રેકર ૫૪ થી ૫૬.
સ્ટેટર ૧૧૮.
સ્કવીરલ કેજ મોટર ૧૬૨.
સ્લીપ, મોટરની ૧૭૦.
સ્પીડ રીડયુસીંગ ગીઅર ૧૭૫.
સ્પર ગીઅર ૧૭૭.
સ્ટારટર, મોટરના, ૧૭૭ થી ૧૮૧.
સાદી બેટેરી ૧૧.
સીરીઝ ડાઇનેમો ૧૨૨, ૧૨૮.
સીલીંગ રોઝ ૩૮.
સીરીઝ મોટર ૧૫૭.
સીન્ક્રોનસ મોટર ૧૬૧.
સેકન્ડરી કૉઇલ ૯૬.
સેપરેટલી એક્ષાઇટેડ ડાઇનેમો ૧૦૪.
સેલ ૧૨, ૧૩, ૧૯૦ થી ૨૦૮.

હ.

હાફ વૉટ લૅમ્પ ૭૩, ૭૬.
હાઇ ટેનસન ૧૦૦.
હીટીંગ ઇલેકટ્રીક ૬૯.
હેફનર કેન્ડલ પાવર ૫૭.
હૉર્સ પાવર, ઇલેકટ્રીક ૮, ૨૧૪.
હૉલોફેન શેડ ૬૪.
હૉર્સ શુ મૅગ્નેટ ૯૨, ૯૪.



# Press Opinions

ON

## MOTIVE POWER IN INDIA: ITS COST AND SELECTION

BY

**Fakirjee E. Bharucha,** L.M.E., M.I.M.E., M.I.E.

ASST. DIRECTOR OF INDUSTRIES, BOMBAY.

### INDIAN TEXTILE JOURNAL (Bombay, November 1917.)

In the opening chapter the author quotes examples of the results of taking advice on the subject of steam plant from incompetent or interested persons—a habit that is too common, especially if the advice is gratuitous............

There are some very useful tables given in the book dealing with prime movers, and a table of power absorbed by machines that we have not seen elsewhere in such a complete form. Another useful table furnishes a comparison between a Diesel oil engine and two types of steam engines of 160 B H. P. in cost of installation and running charges with coal at Rs. 18 and crude oil at Rs. 45 per ton. Other tables give data for Diesel and steam engines of 1000 B. H. P.

Mr. Bharucha's past experience as a working engineer should be of great value to him as a teacher of students who have a bias in favour of text-book knowledge, and do not always take kindly to the bench, the lathe, and the forge.

---

### INDIAN ENGINEERING (Calcutta, March 1918.)

The book is in a great measure the record of the author's own practical experience with projects in this country, and as he has witnessed failures of promising concerns fairly attributable to an injudicious selection of motive power, much value ought to be attached to such advice as he gives. The author has succeeded in compressing into it the essentials of his subject. It should be of great use in Indian industry.

---

### INDIAN INDUSTRIES AND POWER (Bombay, April 1918.)

The credentials of the author recommends the book, for he has had a ripe experience in engineering. He is assistant professor of mechanical engineering in the College of Engineering at Poona, but is perhaps better known to the Indian Industrial Engineers of Western India as the author of that bulky but important Gujarati tone on Mill Engine Boiler and Gearing. This work is in its third edition under tha title "Mill Engineering in India," and has been increased to 1200 pages with 302 illustrations.

Mr. Bharucha's latest work offers some valuable suggestions to those interested in the selection of the most efficient drive for particular machinery, a by no means easy matter, as some concerns know to their cost. It is primarily for this reason that we can recommend the study of this latest book on Motive Power in India.

---

### BOMBAY CHRONICLE (26th June 1918).

Professor Fakirjee E. Bharucha, A.M.I.M.E., Assitt. Professor of Mechanical Engineering in Poona College, is known now for over thirty years as an expert practical engineer who has set up a number of Mills in the Punjab and in this Presidency, and whose volumious book covering about twelve hundred pages on Mill Engineering in India is now known in every mill where the employer, the agent or the manager is a Gujarati. It is a pleasure to notice that his new book on "Motive Power in India" has been well received by competent authorities and has been commended by Technical Journals, especially in Bengal.